બનામે ખુદા.

# ઘસેલો-ઢાંખરો

## એક ટુંકો ફારસ.



લખનાર—ગુલફામ.



ઈ૦ સ૦ ૧૯૧૪.

# એક નાનકડો ખુલાસો.

——:o:——

ખુદાની બક્ષેસથી આ એક નવો ફારસ પ્રગટ કરવાની મને જોગવાઇ મળી છે જે માટે હું આભારી બન્યો છું. એમેચ્યુઅરોને સ્વાધીન કીધેલાં મારા નીચલા નાટકો અને ફારસો સખ્યાબંધ વેળા સ્ટેજ થયા છે જે મારે માટે એક મોટા સંતોષની બાબત છે.—

| | | |
|---|---|---|
| આધરે બહેરૂ | ઝાહુકી દાર | " મારો માટી " |
| ચંડાલ ચોકડી | કાટાનું કટેસર | મધરાતનો પરોણો |

ખુદાનો હું બા- ઉપકાર માનું છું કે મારા નાટકો અને ફારસો મુંબઇમાં એમેચ્યુઅર કલબો જ્યારત્યારે કરે છે, તે ઉપરાંત બહાર ગામોમાં, કલકત્તા, કરાચી, એડન, વગેરે શહેરોમાં પણ ભજવવામાં આવ્યા છે.

મને આ ફારસ લખતા અને પ્રગટ કરતા તેમજ ધી પરશીયન એમેચ્યુઅર કલબને પહેલી વારનો કરવાને સોંપતા ભારે ખુશાલી ઉપજવાનું મને એ કારણ મળ્યું છે કે મારાં કામ તરફથી બળવાન પારસી પાયોનીયર ન્યુઝ પેપર "જામે જમશેદ" અને જોરદાર અવાજ વાળા "**સાંજ વર્તમાન**" ની જે ખરી અને ઘટતી કદરસનાશી કરવામાં આવે છે તેમાં મારી તરફનો એક નાનો ફાળો આ કામથી આપવાનો મને સંતોષ મળ્યો છે.

આ ફારસના ગાયનો જોડનાર મી૦ બેહરામશાહ ગાડેનો અને તે પોતાની કલબ મારફતે ભજવવા કાજે મી૦ મેહરવાન મી૦ દરાનીનો હું આભાર માનું છું.

લી. સેવક, ગુલશ્રામ.

# પાત્ર.



| | |
|---|---|
| કુવરજી કંત્રાકટર | એક ધમેલો ધાખરો-રૂસીનો પીતા. |
| રૂસી ... | એક મોજીલો જવાન-સોરાબનો દોસ્ત |
| સોરાબ નામચીન... | રૂસીનો દોસ્ત ખુશ મીજાજ, રંગીલો. |
| રામો ... | સોરાબનો નોકર |
| અબદુલ . | રૂસીનો નોકર. |
| કાઉકજુસ ... | એક વ્યાજખાઉ. |
| શીરીન ... | સોરાબની ધણીઆણી |
| જાઇજી ... | કુવરજીની ધણીઆણી અને રૂમીની માતા. |
| જરે .. | રૂમીની પાત્રાઇ અને અદરાયલી મોહબ્બદાર. |



# ઘસેલો ઢાંખરો.



## દેખાવ ૧ લો.



[ એક ઓરડો–વચમાં એક કોચ મુકેલો છે જે ઉપર ટકયો અને સુજની છે–એક ટેબલ–એક ઇઝીચેર–એક ખુરસી. ]

[ શીરીન બહાર જવાને માટે નવાં કપડાં પહેરીને તઇયાર થયલી છે–ગીત ગાય છે ]

**ગાયન.**

ખુબી તારી ન્યારી ગાવુ હુ હરબાર
કુલે આલમના સરદાર
તારનવાલા પાલનહાર–ખુબી તારી
　　આલી તુ કુદરતનો વાલી તુજ વગર દુનીયા છે ખાલી
　　તારી બક્ષીસા અપર પાર—ખુબી તારી

**શીરીન**—આજે સારે સપરમે દહાડે મારો માટી સોરાબ મને કેડાવવા માગેછ આઠ વાગા ને હજુ તો જી ભરાયા દાતણપાણી કરવા મોરીમા સધાવ્યાછ. મે કેહી મુકલુ કે સવારે આઠ વાગે તઇયાર થઇ રહેજે કે આપરે આતશબેહરામ સાથે જઇશુ ને તાહથી મારા માયજીને ઘર જઇ નાશતો કરીને આવશું પણ એ મવલાએ કાંહટી કીધી ને આઠ વાગા તાહ સુધી ગુપચુપ ઉઘઇ રહયો. મને લાગેછ કે એ પોતાના કોઇ ચોરાત્યા દોસ્તોની સાથે કેહે ખાવાપીવા ઉતરી પડવાનો હોશે ને તેથી એમ ઘોતાઇ રહેવાના ઢોગ કીધા. પણ એને ખબર નથી કે મેં બી

પરણેલી જીંદગી પાચ વરસ થયાં ગુજારીછ ને માટીને પાસરો કેમ કરવો તેની બરાબર તાલીમ લેઇ રાખીછ.

( રામો આવે છે )

**રામો**—બાઇ છાબ, ગારી તીયાર થીએલી

**શીરીન**—જા, હું આઉંછ. સોલીને નામનો આએ કાગળ લખી રાખ્યોછ. એ વાંચશે તહારે ખરી ખુબી જાણશે.

[ એક કાગળ ટેબલ ઉપર શીરીન મુકે છે અને ડરેસીંગ રૂમને તાલુ મારે છે અને રામા સાથે જાય છે-થોડે વારે સોલી આવેછે. સોલીના બદનમા ગજીફરાક ઉપર સદરો પહેડેલો છે-સુરવાલ-પગમા સપાટ-અને માથુ ઉંઘાડું સોલી ગાય છે ]

**ગાયન**

જોઇ માશુકને બનીઓ બહુ મગન, ધામધુમથી કીધા
બેઉએ લગન

આધલા લુલાની બની બેઉ જોડી—જોઇ

પછી લગનમા પડીયુ વગણુ, દરરાજ ઘરમા થાય બેઉન ઘરણુ

છુટા છેડાના થાય આખર સગણુ—જોઇ

**સોલી**—(રુવાલે માહડુ લુછતો) શીરીન-ડીયર સોહલા-(આસપાસ જોઇને) શીરીન કહા ગેઇ? એ બીલારી કેઠે સતઈ બેઠી કે? શીરીન-રામા-ઓ રામા

**રામો**—(આવે છે) જી છાબ, આયવો છાબ.

**સોલી**—બાઇ કહાં છે!

**રામો**—બાઇ તો ગારી જોરાવીને છધાયવા.

**સોલી**—જા-પીરાપટી!

**રામો**—અગરબટી-લીઈ આવુ.

**સોલી**—નહી રે-હુ તુને નથી કહેતો. (રામો સર સામન ઝટકે છે.) વરી એની સાથે આતશ બેહરામ ધસરાને ને તાહથી એના સપરપુરાં માયજીને તાહ તનાતે.

**રામો**—છાબ કાંઇ મુને કીહેલું.

**સોલી**—નહી રે તુંને નથી કહેતો એના માયજી વલી એવાં ભલાં માણુસ કે મને જોતાંને વાર અવરે હાથના ઓવનાજ લેતે. ને એનો ભઇ વળી એવું સજાતનું ફરજંદ કે શેકહેંડ કરવાને બદલે બે ચાર ધપા મારતે.

**રામો**—માયરા છાબ, બધા માકડ માયરા.

**સોલી**—મરી રહેની. તુને કોણ વચે બોલાવેછ ! જા, અહીથી હુ બોલાવુ ત્હારે આવજે. (રામો જાય છે)

**સોલી**—(ખુરશીપર બેસે છે અને ટેબલપરની ચીઠી ઉપર તેની નજર પડે છે) આએ ચીઠી શાની ? હરફ તો મારી શીરીનના લાગેછ (વાંચે છે) મારા વહાલા પ્યારા જાનો જીગર સોલી (શરૂઆત તો સારી છે) તમે થાકેલા પરાગેલા પોહરેલા ઉતા તે મે તમોને જગારયા નહી ને હુંજ તઇયાર થઇને ગેઇ. (બઇરી ઘણી સમજુ તો ખરી જો) તમે હવે અગ્યાર બાર વાગા સુધી આરામસ લેજો (ઠીં કયુ, વેરીમચ ઠીં કયુ) પન વરી મારી ગેરહાજરીમાં તમો કેંહે જાઓ ને પાછા થાકી પરાગીને આવો તે મને ગમે નહી માટે મે તેનો ઉપાય ને યુકતી કરી મુકીછ. (આ ત્તારી ! વરી યુકતી શુ કરી મુકીછ?) તમારા બધા કપરાં ચપરા, બુટ કોટ સહુ મેં ડરેસીગ રૂમમાં મુકયાછ ને ડરેસીગ રૂમના બારણાને ગોદરેઝ ને બોઇસનું તાલુ મારયુછ. (હે ખરેખર !) હવે હું આવું તાંહ સુધી હમણાનાજ અવતારે બેસી રહેજો ને ડાહયા થજો. લા૦ તમારી હેતવતી શીરીન.

આએ હેતવતી જોઇ કે ? જોઇ કે આએ હેતવંતી ? એનુ નખોદ જાય રાંડયાંઓનુ, કાંઇ સમજીજ નથી મરતા. (ડરેસીંગ રૂમના બારણાનુ તાલું ખેંચી તાણી જોયછે) એ બાર એક વાગે આવશે તાંહે સુધી શું હુ આએ બબરચીના અવતારે કેદ પડી રહેવશ ? કોઇ આવશે જશે તો મારૂ નાંખ કપાઇ જશે. એવી ચીડ ચહડેછ કે મારીને ખુનરેજી કરી મુકું.

(બહારથી બારણું ઠોકાય છે.)

**સોલી**—એ કોણ છે ?

**રૂસી**—(બહારથી) એ તો હું છેઉં-રૂસી છેઉં.

[સોરાબ કોચ ઉપર સુઇ જાય છે અને ગળા સુધી ઓઢે છે.]

**સોલી**—આવની. આવની, અંદર આવની.

**રૂસી**—(બહારથી) હું અંદર આવુ ?

**સોલી**—હા-હા-આવની, મારી શીરીન તો પોતાની માયને ઘેર ગેઇછ. (રૂસી આવે છે)

**રૂસી**—કેમ ? સોરાબ શુ છે ? કાઇ સીક છે કે !

**સોલી**—સીક તો નથી પણ મારી બઇરીની મોહકાનમાં કેદ પડેલો છેઉં.

**રૂસી**—પણ છે શુ ?

**સોલી**—નઠો ઓહ્યા ના નવ ગુણ પેલા કહે તેમ 'જીવતુ • દોજખ દુન્યામા યાર-બઇરી પરણીને પડી જાઓ પાર.

**રૂસી**—તુ એમ પડયો પડયો તેહુલ શાની કરેછ ? મને ઉતાવળ છેને ઉઠ ! (તેનુ ઓઢવાનું ખેચી કહાડે છે)

**સોલી**—પણ એમ હેડધામમા શાનો પડયો હોશે ?

**રૂસી**—અરે મારા બાવાજી કવેટાથી આજે સવારે મુબઇ આવી પુગેછ

**સોલી**—ધી ઇનફરનલ ઓલ્ડ મેન. વળી એ ધસેલો ધાખરો સાનો ધસડઇ તનઇને આવી મરતો હોશે !

**રૂસી**—તુ સાભળની તો. તેવણે પેલુ સુનાનુ ઘડીયાળ સમરાવવા મારી ઉપર મોકલેલુ—

**સોલી**—ને તે આપરે ૮૦ રૂપ્યે મારગેજ મુકેલુ.

**રૂસી**—હા-તેનીજ ચીંતા છેતો. બાવાજી લખેછ કે મારૂં સુનાનું ઘડીયાલ લઇને મને સ્ટેશનપર લેવા આવજે-મારૂ એ લકી ઘડીયાલ

હાથમા લઇનેજ હુ સ્ટેશનપર ઉતરશ તો મારૂ મુબઇનુ કામ પાર પડશે.

**સોલી**—પણુ ઘડીયાલ તો કાઉ કજુસને રૂ. ૮૦ એ મારગીજ મુકયુંછ. કાઉ કાઇ તારો ને મારો કાકો મામો થાયછ કે રૂપ્યા લીધા વગર ઘડીયાલ આપવાનો છે શીરીન હોતે તો તેને પટાવી સટાવીને રૂપ્યા ઉછીના લેતે.

**રૂસી**—રૂપ્યા તો મારી પાસે છે. મારા બાવાજીએ ખરચના રૂ. ૨૦૦ મોકલ્યાછ બાવાજી આવવના છે, માયજી આવવાના છે, ને મારી કાકાની દીકરી-મારી અદરાયલી જરબી આવવાની છે તેથી ખરચના રૂપ્યા મોકલી આપ્યાછ

**સોલી**—ઓલ રાઇટ-બમો રૂપ્યા !-ભડાકા-હુરરે !

**રૂસી**—લે આએ ઓ રૂપ્યાની નોટ. તું ઉતાવળે જઇને ઘડીયાલ લઇ આવ તું કાઉને તાહ મારગેજ મુકી આવેલ્લો તે હવે તુજ જઇને લઇ આવ

**સોલી**—પણ જાઉ કેમ !

**રૂસી**—કેમ વળી ! ગાડી કરીને ગમે તો જા જલદી કરની તો.

**સોલી**— પણ આવે અવતારે કેમ જાઉ !

**રૂસી**—પણુ કપડા પહેરીને જા.

**સોલી**—કપડા લાઉ કહાથી !

**રૂસી**—એટલે ? શુ તારી પાસે કપડાબી નથી ! મને કઇ તારી સમજ નહી પડતી

**સોલી**—કહાથી સમજ પડ દીકરા ? પરણુશો તહારે સઉ સમજશો. પહેલા કહે તેમ. "કુદી નાચી હરખઇ હરખઇને અદરાયા—એકજ વરસમા જાણ્યુ કે ભાઇ પરણીને પસ્તાયા.'

**રૂસી**—મારા પેટમાં ઉઠલપાઠલ થાયછ ને આએ નખોદગીયો ભુજંગી છંદ ગાવા ઉભોછ. હવે તું કહેવા શુ માગેછ-મારો ઓલ્ડ

જેનટલમેન આવશે ને તોફાન ને ગડબડ કરી મુકશે મારી અદરાયલી જરના દેખતા મારો ફજેટો થવાનો.

સોલી—દીકરી હુ તુંને કેહુ તે સાભલ-

[કાનમા કહીને પેનટોમાઇમથી બધું સમજાવેછ.]

રૂસી—તારે હવે !

સોલી—હવે એ હવે.

રૂસી—કાઉના વરની મને નીશાની આપની હુ જઇને લેઇ આવુ. સાડા નવ તો થઇ ગીયા ને પપા અગયાર વાગે તો વીકટોરીયા ટરમીનસ પર આવી પુગશે

સોલી—એ કાઉને મે ઘડીયાલ આપેલુ ને એજ મન પાછુ આપશે બીજા કોઇને આપે નહી, ચીઠી આપુ તોબી આપે નહી

રૂસી—પન તાહરે કાઈ ઉપાય દેખાડની

સોલી—એક ઉપાય છે કહેવત છે કે "ભેગુ જયારે નાખ્ય વસી પસી–ઉપાય નીકળી આવે હસી–હસી."

રૂસી—અરે હવે તુ કવીતા પછી બોલજેની. પહેલાં ઉપાય શુ છે તેજ કેહની

સોલી—તારા કપડાં મને કહાડી આપ. તારૂ ને મારૂ બોડો એકસરખું છે તે તારો સુટ મન બરાબર ફ્ટ થશે. પછી હુ ફેરતો જઇન ઘડીયાલ લઇ આવુ

રૂસી—હા હા એ ગોઠવણ ઘણીજ ઠીક છે.

સોલી—ત્યારે આવ મારા ડાઇનીગ રૂમમા–આપણે કપડા બદલી લઇએ

[બેઉ ડાઇનીગ રૂમમાં જાય છે–રામો ચીમાતો આવે છે ]

રામો—એ બેઉ મારા છછરાઓ છુ નાછો ગોછો રમે ? વરી કાઇ છોગ લેતા દેખુ. મારો શેઠ એવો રંગીલો કે ગજવા મહી બે રૂપ્યા ખખરતા હોય તો તેનો ડાલ વાટલો કરે તારે જીવ ઠરે બાઇ પાછે બધા

પછ્છા ને શેઠ મારા જેવા કરકો બંગાલી. જો છેઠ પાછે બધા પછ્છા હોતે તો બાર વાર દીવારૂ કહારને ને આએ બધો છરછામન લીલામ મહી થી ટેન !

( ગીત ગાય છે )

ગાયન

મારો છેતતો ગણો રંગીલો ફરે
હોય પાછે પૈઝા તો મઝાહ કરે--મારો
ખવરાવી પીવરાવી લેહેર બહુ કરાવે
મારા છેતની છાતે અમે લેહેર કરીએ—મારા
• છેતનુ કહેલુ છેતાની નહી માને
ઠણુકાથી જાીકમા છઝણી પડે— મારો

[ ફસી અને સોરાબ એક બીજાના કપડા પહેરીને આવે છે, અને રાંચા સટકી જાય છે ]

સોલો—હવે હુ જાઉછ ઘણુ તો પંદર મીનીટમા પાછો આવશ.

ફુસી—હા જા, જલદી આવજે—દશ વાગી ગીયાછ ને બાવાજીને આના પુગવાને હવે ફકત અડધ કલાક રહયાછ જા દોડી જા દીકરા.

[ સોરાબ જાય છે–ફસી એખલા બેસે છ ]

ગાયન

થયા હુતો ઘડીઆળથી બહુ પરેસાન
ઘસેલા ધાખગથી બહુ હુ હેયરાન—થયો
કરકા બાલુસ થઈ રૂપીઆ કઢાવીયા
બુધ્ધો કરશે બહુ કોફરાન—ઘસેલા
ઘડીઆલ વગર. તોફાન ગરબર, ધાધલ ધરપચ,
સ્ટેશનપર,
ડીકરો મારી આબરૂની કરશે ધુલધાન—થયો

ફુસી—બાવાજી વલી એવા ઘસેલા છે કે સ્ટેશનપર ઘડીયાલ લઇને હુ નહી જઇ પુછુ તો પંદર પચાશ માણસોના દેખતા હરત

બેહોરમત કરવાને જરાબી ચુકે નહી. હવે મારો બહાદર બેરાદર જલદી ઘડીયાલ લાવશે ને હુ સ્ટેશનપર દોડી પુગશ. સ્ટેશનપર મે મારા નોકર અબદુલને તો મોકલ્યોછ–તેબી કોણુ જાણે મારી કેમ વાત જોતો હોશે. મારો–બાવાજીનુ સુનાનુ ઘડીયાલ હરસે મારગેજ મુકો તે અગાઉ આવીને પહેલા મને પુછી જોજો.

(ઇજીચેરપર બેસે છે)

[ રામો એક કાગળ વાંચતો આવે છે.]

**રામો**—(વાંચે છે) ફીકલીની બેહેનની માછીછાણુનો પોયરો આપરો કાયો કુવો પુરવા નીછર્યો. (રૂસીપર નજર પડતા) છેઠ, તમે ઇફ્રા! મારા છેઠ ગીયા ને તમે ઇફ્રા રીહ્યા ?

**રૂસી**—હા. તારો શેઠ મારા કામે ગીયોછ પણુ રામા આએ તુ શું કાગળ વાચતોતો ?

**રામો**—છાબને કહુ જે મારી બાઇડી ફીકલી, ને તની બહેન ભાનકી, ને તની માછીછાણુ દેવકી ને તેનો પોયરો કાયો, તે કુવો પુરવા ચાહ્યો.

**રૂસી**—તે કુવો કાય પુરતો હોશ! મેલેર્યાને લીધે મ્યુનીસીપાલીટી બધા કુવા તો પુરી નાખેછ ત્હાર બાકી રેહ્યાછ કીયો કે તેમા જઇને તે પરશે!

**રામો**—તે તો ગામ મહી કુવો પુરતા દેખુ. તેને બધા પારછો બનાવવા માગે ને તે કીહે જે હુ નીંહ પારછો બનુ ઇમ કહીને કુવો પુરવા નીછર્યો.

**રૂસી**–તે કારયાને પારસી બનાવવા માગેછ!

**રામો**—હોવે તેનો છેઠ તેને કીહે જે પારછી કોમ નાની થાતી જાતી છે, તેથી છારાં છારા• દુબરા ફ્રવન મનીખને પારછા બનાવવાં છે ને તુબી બન. તો તે કીહે જે નીહ બનુ

**રૂસી**—પણુ તે પારસી કાય નહી બનતો.

**રામો**—તે કીહે જે પારછો બનું ને પારછીઓ મુને કોડુ નીહ દાયે ને ધીકારી લાખે ને અમારી જાતબી એને નાતબારો મુકે તો પછી–

ન રહે તમારાં ધાનછાકનો કે ન રહે અમારા રોટલા ને ભાતનો—ધોબીનો કુતરો ન ઘરનો કે ન ઘાટનો.

રૂસી—પણ પારસી બનીને અમારી કોમમા તારો કાર્યો જો વટલે તો ભપકો કેવો મારે !

રામો—છેઠ મારા—બધી મતલબની દુન્યા છે. પારછા છાથે પયનીને છેઠાની થાવા કીકલી બાનકી દુબરી વટલવા માગે બાકી દુબરો હોય કે ઘેગ હોય, ચમાર હોય કે ઢોર્યો હોય; પયણુ ધરમપર ધીયાન હોય ને ઇછ્વરને માનનો હોય તો તે કબીબી બીજા ધરમમા જાયબી નીહ ને પોતાનો ધરમ છોરેબી નહી

રૂસી—શાબાશ ! તારા જેવા અજ્ઞાન અભણ માણુસે પેલા જુદદીન હીમાયતીઓને એવો તમાચો લગાડ્યોછ કે તેવો ફટકો વળી કોઈજ વાર તેઓની નફટ પીઠાગર પડયો હોશે—શાબાશ !

( શેકહેંડ કરે છે )

---

## સીન બીજો.



### એક રસ્તા—તેની બાજુએ એક ઘર.

( કાઉ કજુસ આવે છે )

કાઉ—પણ મને બધા કજુસ કાય કહેતા હોશે ? મારા પઈસા ગમે તો હુ ખાઇ ખરચીને ઉડાવી નાખુ કે ગમે તો પઇ પઇ સઞી રાખુ તેમા લોકના બાપનુ શુ નખોદ વળી ગીયુ ? જયારે સુકી રોટલી અને ભુમલાના પાત્યાથી પેટ ભરાતુ હોય ત્યારે મરઘી મટન કાય ખાવા જોઇયે ? જ્યારે લવતાંક બેવડાથી પુરતી જેન ચહડતી હોય ત્યારે વીસ્કી બ્રાંડી કાય પીવો જોઇયે ? જ્યારે આવી ડગલી ને આવા કપડાંથી અંગ ઘકાતુ હોય તો કાંય કોટ કોલર ને નેકટાઇના પછારા મારવા જોઇયે ? અરે રસ્તામાં પોર્યાંઓ જો ધપા નહી મારતા હોયની તો હુ તો ભાગેલાં માટલાં માથાપર પહેડીને ફરૂં. તેથીબી માંયું ધંકાઇને ખરચ ખુટણુની

જ જાળજ નહીં. મને જો કોઇ ઓળખતું નહીં હોય તો "માઇ કોઇ ખાવાનુ આપો માઇ" કરીને મહોલે મહોલે ફરીને ખાવાનું લાવીને હોજરૂ ભરૂં. એમી ખરચનો બચાવ આએ કાપરેટીવ સીસોટીનું શુ ભલુ થશે! તેની મોહકાનમાં અમારા બ્યાજ ઉપર તરાપ પડેછ. જરા મને ગોટપેટ સોટપેટ કરતા આવરતું હોતેની તો હુબી એક બેંક ચાલુ કરીને તેનો ડીકાડર થઇને બેસતે ને દશ પંદર લાખ ગાઠે બાંધી ધણું થતે તો સાત આઠ વરસ બટબે જઇ આવતે ને પછી મોજ કર્યા કરતે. પણ આપણા નસીબજ આંધલાં તે બેંક કહાડવાનું સુજ નહીં પડયું. ( ઘરમાં જાય છે )

[સોલી આવે છે અને કાઉના ઘર આગળ ઉભો રહી હાક મારે છે

**સોલી**—કાવશાજી—ઓ કાવશાજી કંજુસ—એ કાઉ બ્યાજ ખાઉ—અરે કાવના, જીવતો છે કે મરી ગીયો?

(કાઉ બારી વાટે જોય છે)

**કાઉ**—કોણુ છે? બા કોણુ છે? શાનો બુમ પાડે છે.

**સોલી**—એ તો હુ છેઉ—તુ શુ કરેછ શુ?

**કાઉ**—આએ જરમન લશકર મારયુ ગીયુ તે કસર આગળ વાંચુછ.

**સોલી**—કેસર આગળ! તે જરમન શહેનશાહ કેસર તારાં ઘેરમા આવી બેઠોછ કે?

**કાઉ**—અરે નહી રે. અમારા પારખ લીલાધરની બઇરી કેસર બઈ આવીછ તેની આગળ વાચુછ જરમન કેસર અહી આવે તો તેની મુછ બોરાવીને બાડો નહીં કરી નાખું કે?

**સોલી**—વારૂ ચાલ તુ નીચે આવ, તારૂ કામ છે.

**કાઉ**—શું કામ છે! અહીથીજ કેહોની.

**સોલી**—અરે ખાનગી કામ છે, અગતનું કામ છે, તુ નીચે આવની.

**કાઉ**—બપોરે ત્રણ વાગે દુકાને મળો તો કેમ?

**સોલી**--નહી નહી-હમણાજ ઉતાવળનુંને તાકીદનું કામ છે ચાલ નીચે આવ-એમ ઉંચે જોતાં જોતા તો મારૂ ડાકુંબી દુખી આયું.

**કાઉ**—ત્યારે આએ દગલી પહેરીને આવુંછ.

( કાઉ બારીએથી અંદર જાય છે )

**સોલી**—વીકટોરયાવાળાઓમી કોઈ બેવકુફ ચંડાલ મળયો મેં તેને કેહયુ કે જરા જડપમાં ગાડી હાંક તો ચારે પગે ઘોડાને એવો દોરાવ્યો કે પાયઘીનીપર ઘડાવાળાનો ટોપલોજ ઉંધો વાળી નાખ્યો

( કાઉ પાછો બારી આગળ આવેછ )

**કાઉ**—અરે ભાઈ-સોલી બા.

**સોલી**—હા-હા, શુ કહે છે ?

**કાઉ**—તમે રૂપ્યા આપવા આયાછ કે લેવા આયાછ ?

**સોલી**—અરે આપવા આયોછ. તુ નીચે આવી મરની.

**કાઉ**—તહારે આય આવુછ

( કાઉ બારીએથી અંદર જાય છે )

**સોલી**--ઘડાવાળાને સમજાવ્યો પટાવ્યો ને તેને ચાર રૂપ્યા જોયા ત્યારે તે દપર પડયો પછી વરી સીપાઈ દાદા ઘોડે ચહડયા.

( કાઉ પાછો બારીએ આવે છે )

**કાઉ**—સોરાબશાહ-ઓ સોરાબશાહ શેઠ.

**સોલી**—વળી શુ કેહી મરેછ ?

**કાઉ**—તમે રૂપ્યા આપવા આયાછ તે રૂપ્યા રોકડા છે કે બાત્રા છે રોકડા રૂપ્યા હોય તો કોઠલી લઇનેજ આવુ.

**સોલી**—નોટ લાયોછ રે બાપુ નોટ લાયોછ. તુ નીચે આવી મરની સત્યાનાશનો ગેયલા તો લોહીનુ પાણી કરેછ

**કાઉ**—લેવો તહારે આય આવી લાગો

( કાઉ બારીએથી અંદર જાય છે.)

**સોલી**—પછી સીપઇ દાદાને કાલાવાલા કરીને સમજાવીને કહાડયો ને તાહ એકઠા થયલા લોકોએ મારો હુર્યો કીધો. પછી આએ સપર

પુરા કાઉની દુકાને ગીયો તો તાહથી ખબર મળી કે એ તો કુવાપર દગલી ધોવા ગેયલો કુવાપર ખબર કહાડી તો જણાયું દે દગલી સુકવીને ઘેર ગેયલો, તાગ ધકેલા પછાડા ખાતો અહી આયો, પેલો રૂસી મારે ઘેર બેઠો બેઠો કોણ જાણે કેમ અરફરી ધરફરી ખાતો હોશે

( કાઉ પાછો બારીએ આવે છે )

કાઉ—ઓ સોરાબજી ભઇ-ઓ સોરાબજી ભઇ

સોલી—અગ તારો સોરાબજી ભઇ મરે ને તું બી સાથે-તું નીચે આવેછ કે નથી આવતો ?

કાઉ—હુ એમ તમુને પુછવા માગુછ કે—

સોલી—હવે કાઇ પુછતોબી ના ને પરછતોબી ના તુ એકદમ નીચે નથી આયો તો આએ પથરા લેઇને બાગીએ છુટતા મારશ

( પથરો ઉચકે છે )

કાઉ —અરે આવુછ-આવુછ પથરા ના મારતા. મારૂ આઠ વરસનુ માટલુ ભાગી જશે

( કાઉ બારીએથી અદર જાય છે )

સોલી—આએ સાડા દશ થઇ ગીયા ને પલો ધસેલો ધાંખગ અરધા કલાકમા તો મુબઇ ઘનરઇ આવશે ને એ બારીએથી મારે નામનુ કીરતન કરયા કરેછ

( કાઉ આવે છે)

સોલી—કેમ બચ્ચા ! તારી કાઇ કમબખતી જાગીછ કે ? હમણા પથરા મારીને તાગં ઘરની બધી ચીજ ભાજફોડ કરી નાખતે.

કાઉ—મારા ઘેરમાં પથરાથી ભાગે તેવી એકજ ચીજ છે ને તે મારૂ માટલુ બાકી ઘેરમાં જોવો તો એક ખાટલી ને એક કપડાંની પોટલી; બીજું કાઇજ નહીં.

સોલી—પણ તે મને એટલો વાર ખોટી કાંય કીધો હોશે ?

કાઉ—એ તો વેપાર ધંધાનું કામ એમજ થાય.

સોલી—લાવ-પેલુ મારૂં સુનાનુ ઘડીયાલ મને આપી દે ને તારા આએ રૂપ્યા લેઇ લે-ચાલતો ચાલતો જલદી કરતો.

**કાઉ**—જલદી કરતો–રાજા બોલ્યા ને દાહડી હાલી. કંઇ દગલીના છેડાએ ઘડીઆલ બાંધી મુકયુ છ કે છોડીને આપી દેવું ! એ તો હીંસાબ કરવાનો, કેતાબ કરવાનો, આકડો ઉતારવાનો, પીપરો ઉતારવાનો, વયાજ ગણુવાનું વટાવ ગણુવાનુ, સુખડી કાપવાની, વલટર કાપવાની

**સોલી**—અરે પણ જે તે કાપવુ કુપવુ હોય તે કાપી વહારીને નીકાલ પટાવની મને ઉતાવળ છેને.

**કાઉ**—તહારે આવો મારી દુકાને. હીસાબ કરી નાંખ્યે ને બ્યાજ ગણી કહાડયે

**સોલી**—ચાલ બાપુ ચાલ–કાઇ ગાય બનીને કસાઇને ઘેર જજો, પણ ગરજાઉ બનીને તારા જેવા બ્યાજ ખાઉને ઘરે ના જતા.

**કાઉ**—પણ એક પુનનુ કામ છે કરશો ?

**સોલી**—પુનનુ કામ હોય તો અલબત કરશુ, શુ છે ?

**કાઉ**—મારા પારખ લીલાધરની બઇરી કેસર, ઘણુજ ભલુ આદમી છે ને ઉમર ૫૦ વરસની છે ફકત ત્રણુજ વખત કપડા લુગડા ને ઘરણા લઇને માટીને ઘરથી પોતાના બાપને ઘેર નાસી ગેઈતી

**સોલી**—તાહરે તો ઘણુ ભલુ માણસ.

**કાઉ** સાલબોની એના ભાઇ ને ભોજાઇ વચે એને લડાવી મારયુ તેથી ભાઇએમી બીચારીને ઘરમાથી કહાડી મુકીછ ને આવતી કાલે એમ બીચારીને નાત બહાર મુકવાની છે

**સોલી**—તાહરે તો ઘણુજ ભલુ માણસ

**કાઉ**—એ બીચારી કસરને વટલાવીને પારસણુ બનાવ્ય ને કાઇ પારસી સાથે પરણાવ્યે તો ઘણુ પુન લાગશે.

**સોલી**—તાહરે તુ શુ એમ ધારેછ કે આવી ચોર, ઘરડી ને બુખરી બઇરીને પારસીઓ વટલાવશે !

**કાઉ**—તાહરે શુ તમે એમ ધારોછ કે લખપતીની દીકરીને કરોડપતીની બહેન તમારી કોમમા વટલવાની છે ? અરે વટલશે તો મોટે

ભાગે એવાંજ હીનાયલા હારમાર થયલાજ વટલશે બાકી સારા માણસને લેવાના તો સુજમા કોના ખોલસો એવા રૂતાં ખુટા અખરો ખેખરો આવીનેજ ગુસી જશે વાસ્તે એટલુ પુનનુ કામ કરી લેવો.

**સોલી**—નહી બા, માફ કર. અમારે તો પાપનુંજ કામ કરવુ છ ને એવા ટીનયાત્યાંથી દુર રેહવુ છ તુ ચાલ, ચાલ, હમણા પેલો ધમેલો ધાખરો આવી પુગશે ને બધુ તોફાન થઇ રહેશે.

[ બંને જાય છે ]

---

## સીન ત્રીજો

[ વીકટોર્યા ટરમીનસની બહારનો રસ્તો ]

[ રૂસીનો પીતા કુવરજી અને રૂસીની માના જાઇજી તથા રૂસીની કાકાની છોકરી જર ઉભેલા છે-બીછાણુ અને પોટ કોટ્યો છે ]

**કુવરજી**—એનુ નખોદ જાય એનુ દુકનો તદનજ બગડીને બખડ ધુલધાની ને વાપાની થઇ ગીયોછ મે એને લખ્યુતું કે ઘડીઆલ લેઇને ઈસતેસનપર આવજે પણ નથી એ, નથી ઘડીવાલ, નથી કાઇ કાઇ કુતરૂ, નથી લેવા આયુ, નથી પુછવા આયું.

**જાઇજી**—આનાય, એમ શુ રસ્તામા ફજેટા કરોછ જો મુઆ જતા આવતા જોયછ ને નામ ધરછ

**કુંવરજી**—નામ ધરછ તો મારૂ ધરેછ-તારા બાપનુ શુ ગીયુ દુકતાને છગાવીને ને છાપરૂં કરી મુકયોછ, એની મકદુર શુ કે એ નહીં આવે ? એની મકદુર શુ કે એ મને લેવા કોઇને નહી મોકલે ! એની મકદુર શુ કે ઘડીઆલ નહી લાવે ?

**જર**—કાકાજી કાકાજી એમ તમે બુમ બરાડા ના પાડોની તો. મરેરે મને તો ધુજરા છુટેછ

કુંવરજી—નહીં દીકરા તું ના બીહ. એ દૂકતો હવે બસ તદનજ ચીખરી ગીયો. વડા વડેરાંની ઇજત આબરૂ શરમ લાજ મરવત આકોશ, અંદાજ, કઇ મળે નહિ. કાઇ મળે નહીં. કાંઇજ નહી

જાઇજી—અરે પન જીભરાયાને જરા રતી મોરૂ થયું તેથી તમે કાંય કુરતા હોસોજે.

કુવરજી—મોરૂ થયુ તો તુ સાકર નાખીને મીઠું કરી નાખ. લાડ લરાવી લરાવી લરાવી લરાવીને તેં એને બે બદામનો, કોરીના મુલનો ઇરાજે પીજાગ બનાવી મુકયો. ચોર લુચ્ચો કાફર ધોબા મોચી ઘાચી, એ આવે તો ખરો.

જાઇજી—જો હવે તમારે પગે પરૂ એને આવતાના વારમા કંઇ જજેરતા ના જો મારા એક પુરા દીકરાને કઇ કહેના ના જો.

કુવરજી—નહી, કઇ કહેવશ નહી; આવશે તેવો આછુ પાછુ કરી લેવશ. તમારા બઇરાંઓને શુ કહુ—બસ બસ બસ બધુ બેહકલુ વાજુ થઇ ગીયુછ.

જર—કાકાજી-કાકાજી, આપરા રૂસીનો બાય પેલા અબદુલ આયો

( અબદુલ આવે છે )

અબદુલ—સલામ શેઠજી

કુવરજી—કેમરે ! તારો શેઠ કહા છે ?

અબદુલ—શેઠ તો અહીંજ આવવાના હતા

કુવરજી--આવવાના ઉતા તે ઉતા કહાં છે? બોલી મરની એમ ધુવરની કાની મોનુ સાનુ જોયછ?

જાઇજી—પન એને ઘભરાવી કાય મારના હોશો, જરા સમજાવીને પુછોનીતો

જર—તારા શેઠ ને તુ સાથે ઘેરથી નીકલ્યા કની ?

અબદુલ—નહીંજી, હુ તો એખલો આયો ને મારા શેઠ તો સોરાબજી નામચીનને ઘેરે ગીયાછ.

કુવરજી—નામચીન. વાહ એબી વરી સારી વાત.

જર—એ નામચીન કોણ છે ?

અબદુલ—શેઠના દોસ્ત થાયછ ને તેવણુની કની તમારા જેવી રૂપાલી બહારીબી છે.

જર—ઓ માઇ ગોડ !

કુવરજી—સત્યાનાશ.

જાઇજી—ઓ મરેરે !

કુવરજી—ને તારો શેઠ આએ નામચીનને ઘેર દરરોજ જાયછ કે?

અબદુલ—હાજી દરરોજ જાયછ. ને સાથે ખાયછ પીયેછબી ને સોરાબજી નામચીન ને તેવનની બઇરી સાથે કોઇવાર નાટકમાબી જાયછ.

કુવરજી—થઇ ચુકુ-બસ-થઇ ચુકુ. મારીને એના બધા આટો કહાડી નાખુ. મારી લાકડી કહા છે ? કહા છે મારી લાકડી.

જર - કાકાજી. કાકાજી તમે એમ ના કરોની તો મરે હવે શુ કરૂ

જાઇજી—મરર પેલી પોરી જીભરઇ ધ્રુજીધ્રુજીને વાજ વગેછ ને આએ દુવાન મારીડો તો જાણે દુશમન ખુનપર ચહડયોછ

કુવરજી—એ એ હમણા કહા મુએલા છે ?

અબદુલ—મુએલા નથી, સાહેબ જીવતા છે

કુવરજી—અરે બુબખ, હુ એમ પુછુછ કે એ નામચીનનુ ઘેર કહાં બરેલુ છે ?

અબદુલ—ભાયખલે

કુવરજી—ને તુ જાણેછ કે ?

અબદુલ—હાજી, હુ જયાર તહાર શેઠની ચીઠી લઇ જાઉછ.

કુવરજી—ચાલ, તયારે મને તેનું ઘેર દેખાડ.

અબદુલ—સાહેબ હુ તમોને તેનું ઘેર દેખારૂ ને તમે મારા શેઠને મારો તો પછી મારી ફરજ મે બજાવેલી ગણાય નહી.

કુવરજી—જેરે એ અબદુલ લાંબી ટુકી કીધીછ કની તો અહીજ ખુણામાં દાબીને ગીસી કહાડશ ચાલ, બોલાવ વીકટોર્યાને દેખાડ તેનુ ઘેર—જા—હોટ.

( અબદુલ જાય છે )

જાઇજી—પણ કુવરજી તમે કોઇના પારકા ઘેરમાં જઇને ધાઢયારૂં ના કરતા જો ઘરડે ઘરડપણુ આબરૂના કાંકરા થશેજો

કુવરજી—બસ વધારે પટપટ નહી જોઇયે મને લેવા આવવાને બદલે કોઇનાં ઘેરમાં જઇને ભરાયો એનુ સત્યાનાશ જાય એનુ.

જર—પણ કાકાજી હુબી સાથે આવશ તો ઠીક નહી લાગશેજો.

કુવરજી—કાય નહી ઠીક લાગે! કોઇના બાપની ચોરી છે ચાલો બસ બધા ચાલો, જઇને બસ એનો ફજેટોજ કર્યે. એની એવી ખબર લેવુ, એવી ખબર લેવુ, એવી ખબર લેવુ—

( અબદુલ આવે છે )

અબદુલ—સાહેબ, ભાડુતી ગારી આવીછ.

કુવરજી—ચાલો-લે આએ સામન ગારીમા આગ લગાર.

અબદુલ—આગ લગરવાની મારી પાસે મેચીસ નથી.

કુવરજી—ઉચક-ઉચક! ઉઠાવ જલદી—

( બધાં જાય છે )

---

## સીન ૪ થો.



( પેહેલો સીન પાછો )

[ રૂસી નુરવાલ અને સદરાભર ઓરડામા દોડતો ફરે છે ]

### ગાયન.

આએ આફતને પરેશાનીથી બેજાર સારા અગીયારનો થશે સુમાર
કહાં ગયો મારો દોસ્ત સોરાબ, ધાખરાનો મને બહુ જુલાબ

વાર જોતાં જોતાં, બાંગ મારતા મારતાં હુ તો થયો બધાથી
બેજાર—આએ

ઘડીઆલ ભુકો થઇ જાય, રૂમપર આગ લાગી જાય, બધા સાથે
દટાઇ જાય

બૈરાંઓથી માટીડાઓ છે બેજાર, મારૂ બધ્ધાને જુતીઆનો
માર—આએ

**રૂસી**—સાડા અગ્યાર થઇ ગીયા ને સોરાબનુ હજી ઠેકાણુજ નહી મળે. એને ભરૂસે રહયો તે પુરા રવડી ગીયો ઘડીયાલ વગર સ્ટેશનપર જતે તો પપા આગળ કાંઇબી ઓરનુ દોર અરાવી દેતે, પણ આવા લેવીના ડરેસમા જાઉબી કમ ને બાવાજીનેજ મોહડુ દેખાડુબી કેમ ' ઘડીયાલમા ડોળા ખોસતા ખોસતા ને કુદકરા મારતા મારતા હુ તો બેજાર થઇ ગીયો (ડરેસીગ રૂમના બારણાનું તાલુ ખેચે છે) સેતાનનુ જન્યું ઉઘડતુબી નથી. તારાં બારણાનુ નખોદ જાય તારૂ. (બારણાને લાત મારે છે જેથી અંગુઠામા લાગે છે) અરરર બાપરે (જમીનપર બેશી જાય છે) અગુંઠો ભાગી ગીયોરે માટીડાઓ જે હેરાન થાય છે તે આવા ચીબાવલા, ચકડોળ ચંડાળ બઇરાંઓથી. બઇરાઓ નહીં હોય તો માટીડાઓ કેવા સુખી થાયજે. અરરર ! (ચોકે છે) એ ગાડીનો અવાજ શુ આયો ? આયો કે ? સોલી આયો કે? (ખુરશીપર ઉભો થઇને બહાર જેયછ) અરરર ! કમબખતી એનો સોલીની બઇરી શીરીન આવી. માર્યાં ઠાર પોતાના માટીને બદલે આવે અવતારે મને જેઇને એ શુ ધારશે ! કહા નાસુ, કહા સંતાવુ !

[ કોચ ઉપર સુઇને માથા સુધી ઓઢી લે છે ]

[ શીરીન ગીત ગાતી લલકારતી આવે છે ]

**રૂસી**—એ ગીત ગાયછ ને મારા પેટમાં ગીલગીલ્યા દોરેછ

**શીરીન**—કેમ લાલાજી, ઘેરમાં ખુબ મજાહ કીધી કે!

**રૂસી**—મજાહ કેવી કીધી તે તો મારો જીવજ જાણેછ—અંગુઠામા હજુ કલતર થાયછ રે મારા બાપ !